જાય છે. અવિદ્યાનો, મૂર્ખતાનો અને મોહનો અત્યંત અસંભવ છે. તેથી અવિવેકીઓનો નિશ્ચય અમારા સમજવામાં કોઈ દિવસ આવી શકે નહિ; કેમ કે જે જેનો વિષય નથી તેનો તેને અનુભવ થતો નથી. હે અંગ! સૂર્યને રાત્રિનો અનુભવ શી રીતે થાય તે તમે જ કહો. અંતઃકરણરૂપ ઉપાધિવાળા ચિન્માત્ર તત્ત્વમાં બાહ્ય વસ્તુના આકારે જે કાંઈ ભાસે છે તેનો વારંવાર વ્યવહારમાં અભ્યાસ થતાં તે અભ્યસ્ત વિષયના સંસ્કાર વડે રંગાયેલું ચિત્ત જ 'સંસ્કાર' નામથી કહેવાય છે. કલ્પના વડે ખડા થઈ જનારા સર્વ બાહ્ય પદાર્થો વસ્તુતઃ જોતાં આત્મસત્તારૂપ છે અને ચિદાકાશરૂપ છે. જોકે તે આભાસરૂપે જોવામાં આવે છે, પરંતુ તેના અવ્યવસ્થિતપણાને લીધે તે મિથ્યા છે. આમ, તત્ત્વજ્ઞ પુરુષ જાણે છે, એટલે તેનો સંસ્કાર લાગવો અસંભવિત જ છે. એવી રીતે, આ જગત આદિ કશું પણ કોઈ દિવસ સંભવતું નથી. જો કે આ દૃશ્ય ઝાંઝવાના જળની પેઠે દેખાય છે, પરંતુ પરમાર્થદૃષ્ટિએ જોતાં તે મિથ્યા છે. જો આ વાત સિદ્ધ જ છે, તો પછી સ્વપ્નમાં અને સૃષ્ટિના આદિકાળમાં ચિદાકાશ જ અનેક રૂપે ભાસ છે. સ્વ—સ્વરૂપમાં રહેનાર પરમ શુદ્ધ ચિદાકાશ જ 'સૃષ્ટિ' એવા પર્યાય શબ્દનું વાચક છે. ચિદાકાશ પોતાના વાસ્તવિક સ્વરૂપમાંથી ભ્રષ્ટ નહિ થતાં જગત આદિના રૂપે ભાસી રહ્યું છે. તેમ થવામાં અધિષ્ઠાનરૂપ પણ પોતે જ છે અને સાધનરૂપ પણ પોતે જ છે. સૃષ્ટિના આદિકાળમાં વિવર્ત ભાવને પ્રાપ્ત થઈ જતાં, બ્રહ્મ જ જાણે જગત આદિ રૂપ થઈ રહ્યું હોય તેવું લાગે છે. એ જગત આદિ વસ્તુતઃ મિથ્યા ભ્રાંતિરૂપ જ છે છતાં પ્રતીતિમાં આવે છે. માટે ક્યાં અને શા કારણથી હેય—ઉપાદેય આદિ ભાવોની પ્રતીતિ થાય? આ કશું કોઈ પણ સ્થળે આકારવાળું કિંવા સ્મૃત્યાત્મક નથી, કારણના અભાવને લીધે પરમાત્માનું સ્વરૂપ જ જગત આદિના આકારે ભાસે છે. જગતને જેવું સાકાર માનવામાં દુઃખ છે, તેવું જ સ્મૃત્યાત્મક માનવામાં પણ છે, માટે એ બંને (સાકારતા અને સ્મૃતિ) અસત્ય છે અને બંધ પણ નથી જ. જીવન્મુક્ત પુરુષોની દૃષ્ટિમાં આકાશના જેવા નિર્વિકાર, શૂન્ય ચિદાકાશની અંદર પૃથ્વી—સૂર્ય, પર્વત, આદિ જગત પોતાના મૂળસ્વરૂપ-(ચિદ્રૂપતા)ને છોડતું નથી અને યથાસ્થિતપણે રહેલું છે, તેની અંદર દેશકાળ આદિની ઉગ્ર કલ્પના પણ યથાસ્થિતપણે રહી છે. જગત આવા સ્થૂળરૂપે દેખાતા છતાં પોતાના શુદ્ધ મૂળ ચિદ્રૂપભાસને છોડતું નથી, સાક્ષીચૈતન્યને પ્રતીતિમાં આવતાં સ્વપ્નનગરની પેઠે આ જગત પોતાના એક અનુભવરૂપ અને પોતાના સ્વરૂપને નહિ છોડનારા ચિદાકાશના ઉદરમાં તે રહેલું છે. એ પોતે પૃથ્વી વગેરે ભાવથી રહિત છે, તો પછી તેમાં પૃથ્વી વગેરે ક્યાંથી હોય તે તમે જ કહો. આથી એમ જ સિદ્ધ થાય છે કે, કેવળ શાંત ચિદાકાશ જ પોતાના સ્વરૂપમાં આવા જગત આદિ સ્થૂળ આકારે ભાસી રહ્યું છે. સર્વ સૃષ્ટિના આદિકાળમાં અને સ્વપ્નકાળમાં પૃથ્વી આદિનો સંભવ ક્યાંથી હોય? કિંતુ બ્રહ્મસત્તા જ પોતા વડે પોતાના સ્વરૂપમાં જાણે જગતના રૂપે આવિર્ભાવને પ્રાપ્ત થઈ ગઈ હોય તેવી બની જાય છે અને પૃથ્વી આદિ સંજ્ઞાઓને કલ્પી લે છે. પછીથી તે સત્તાઓ જાણે સત્ય અર્થને આપનાર હોય તેવી થઈ રહે છે. બાકી પૃથ્વી આદિનો જ પ્રથમ અસંભવ છે, એટલે જગત સાકાર નથી, તેમ સ્મૃત્યાત્મક પણ નથી. તે ભ્રાંતિરૂપ પણ નથી અને વિવર્ત આદિરૂપ પણ નથી. તે તો કેવળ બ્રહ્મરૂપ જ છે. આ બ્રહ્મ જ સુંદર જગતના આકારે વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે, પરંતુ તે વસ્તુતઃ એક જ છે. સૃષ્ટિમાં અને પ્રલયમાં તે વિકારને નહિ પામતાં પોતાના સ્વરૂપમાં રહે છે. તે દૃશ્યરૂપે પ્રતીતિમાં આવે છે, છતાં નિર્મળ આકાશરૂપ છે, શાંત છે, નિત્ય છે અને અવિ-

વેદીઓને નિરંતર સૃષ્ટિ—પ્રલય ઈત્યાદિરૂપે અનુભવમાં આવે છે. ૧—૪૮

**ब्रह्मेदमाकचति चारु जगत्स्वरूपं तच्चैकमेव कचनाकचनात्मनिष्ठम् । हश्याभमप्यमलमेव नभः प्रशान्तं नित्योदितं प्रलयसर्गमयोदयात्म ॥ ४८ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'જગતોબ્રહ્મત્વપ્રતિપાદન' નામનો સર્ગ ૧૭૨ મો સમાપ્ત

# સર્ગ ૧૭૩ મો*

## ચેતનને જડમાં અભિનિવેશ થવાનું કારણ

राम उवाच

**सर्वानुभवरूपस्य तथा सर्वात्मनोऽव्ययम् । अनंतस्यात्मतत्त्वस्य देहेऽपि किमहंग्रहः ॥ १ ॥**

રામ બોલ્યા: સર્વના અનુભવરૂપ અનંત આત્મતત્ત્વ સર્વના આત્મારૂપ છે, છતાં તેનો દેહમાં જ અહં ગ્રહ ('હું દેહરૂપ છું' એવો અભિનિવેશ) કેમ બંધાઈ જાય છે? ચિદાત્મા સ્વપ્ન આદિમાં જડ કાષ્ઠ—પાષાણ આદિરૂપ કેમ બની જાય છે? અને આ કાષ્ઠ—પાષાણ આદિ નથી એમ કહો તો કેમ નથી? અને છે એમ કહો તો કેમ છે તે મને કહો.

વસિષ્ઠ બોલ્યા: જેમ દેહધારી જીવોને હાથમાં હાથપણાનો અભિનિવેશ (આગ્રહ) બંધાઈ જાય છે, તેમ સર્વના આત્મારૂપ ચેતનતત્ત્વને પણ દેહમાં દેહપણાનો અભિનિવેશ બંધાઈ જાય છે. જેમ વૃક્ષને પોતાનાં પાંદડાંમાં પત્રભાવનો અભિનિવેશ બંધાઈ જાય છે તેમ સર્વના આત્મારૂપ ચેતનતત્ત્વને વૃક્ષમાં વૃક્ષપણાનો અભિનિવેશ થાય છે. આકાશને જેમ શૂન્યમાં શૂન્યભાવનો અભિનિવેશ બંધાઈ જાય છે, તેમ સર્વાત્મા એવા ચિદ્રૂપતત્ત્વને દ્રવ્યમાં દ્રવ્યભાવનો અભિનિવેશ બંધાય છે. નિરાકાર ચિત્તામાંથી ઉત્પન્ન થવાને લીધે નિરાકાર સ્વપ્નનગરને વિષે સ્વપ્નભોક્તાને જેમ સાકારતાનો અભિનિવેશ બંધાઈ જાય છે, તેમ સર્વના આત્મારૂપ ચેતનતત્ત્વને પણ સ્વપ્ન—જાગ્રત આદિમાં તે તે ભાવનો અભિનિવેશ બંધાય છે. જેમ પર્વતના અભિમાની જીવને અને નગરાભિમાની જીવને પોતામાં રહેલાં પાષાણ, વૃક્ષ, જળ ઈત્યાદિમાં તે તે ભાવનો અભિનિવેશ થાય છે, તેમ સર્વના આત્મારૂપ ચિન્મયતત્ત્વને પણ પોતાની અંદર રહેલાં પર્વત તથા નગર ઈત્યાદિમાં તે તે ભાવનો અભિનિવેશ થઈ જાય છે. જેમ ચેતનરૂપે જણાતા શરીરને કેશ તથા નખ ઈત્યાદિમાં અચેતનપણાનો આગ્રહ બંધાય છે, તેમ સર્વના આત્મારૂપ ચિન્મયતત્ત્વને કાષ્ઠ તેમ જ પાષાણ આદિમાં જડભાવનો અભિનિવેશ બંધાય છે. જેમ સાક્ષીચૈતન્ય જ સ્વપ્નની અંદર (વિવર્તભાવે) કાષ્ઠ—પાષાણ આદિરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ ચિદાકાશ જ સૃષ્ટિના આરંભકાળમાં સાકાર આદિરૂપે પ્રતીતિમાં આવે છે, જેમ નખ—કેશ અને જળ—આકાશ આદિના ધર્મને ધારણ કરનાર પુરુષનું એક જ શરીર જડ—ચેતનરૂપ છે અને સાકાર છે, તેમ સર્વના આત્મારૂપ સત્ય તત્ત્વનું એક જ સ્વરૂપ જડ—ચેતનરૂપ અને સ્થાવર—જંગમરૂપ છે, કિંતુ તે નિત્ય અને નિરાકાર છે. જેમ સ્વપ્નમાં દીઠેલા અર્થની ભ્રાંતિ 'આ સ્વપ્ન છે' એમ જાણનાર પુરુષના ચિત્તમાં યથાસ્થિતપણે રહ્યા છતાં શમી જાય છે, તેમ સારી પેઠે જ્ઞાનને પ્રાપ્ત થયેલા પુરુષની દૃષ્ટિમાં આ જગત યથાસ્થિતપણે રહ્યા છતાં શમે જાય છે. સ્વપ્નને દેખનાર માણસ પ્રાતઃકાળમાં જાગી જાય છે, એટલે સ્વપ્નના દ્રષ્ટા અને દૃશ્ય વગેરે ભાવો મિથ્યા જણાય છે. તેને આ સર્વ ચિદાકાશરૂપ હતું એવો નિશ્ચય કરી આપવાને એ પ્રબોધ જ સમર્થ થાય છે; તે જ પ્રમાણે સંસારરૂપ નિદ્રામાંથી પ્રબુદ્ધ થયેલ તત્ત્વજ્ઞને પણ દૃશ્ય—દ્રષ્ટા આદિનું મિથ્યાપણું જણાઈ આવે છે, એટલે એ પ્રબોધ જ ચિદાકાશના સત્યપણાને બતાવી આપે છે અને તેમ

*આ એકસોતોતેરમા સર્ગમા ચિદ્રૂપ તત્ત્વના સર્વરૂપપણા વિષે અને દેહ આદિ જડભાવમાં તથા ક્રિયા આદિમાં અભિનિવેશ બંધાયા વિષે નિરૂપણ કરાશે.

છેવટે મૌનનો જ આશ્રય લેવો પડે છે, જેમ મહાસાગરમાં જળની અનેક (ચકરીઓ) થતી રહે છે અને શમી જતી રહે છે, તેમ ચિદાકાશની અંદર હજારો અને કરોડો કલ્પો પર્યંત તેની તે જ સૃષ્ટિઓ અથવા તો બીજી જ સૃષ્ટિઓ ઉત્પન્ન થતી રહે છે અને નાશ પણ પામતી રહે છે. જેમ સમુદ્રની અંદર રહેલું જળ તરંગ આદિમાં પોતાના સ્વરૂપને અનેક પ્રકારે પ્રસારી દે છે, તેમ ચિદાકાશ પણ પોતાના માયાશબલ ચૈતન્યરૂપમાં સૃષ્ટિ આદિ અનેક સંજ્ઞાઓને કલ્પી લે છે. અવિવેકી જન સમુદાયના નિશ્ચયને બાદ કરતાં તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં આ જગત યથાસ્થિતપણે રહ્યા છતાં સદા નિર્વિકાર પરબ્રહ્મરૂપ છે. 'હું તરંગરૂપ નથી, પરંતુ જળરૂપ છું' એવું જે તરંગે યુક્તિવડે જાણ્યું, તેનો પછી તરંગભાવ ક્યાં રહ્યો? જળમાં થતા તરંગના ભાનની પેઠે બ્રહ્મમાંથી જ આ જગતનો આભાસ થાય છે. જેમ તરંગ અને તરંગનો અભાવ એ બંને સમુદ્રના ધર્મો છે, તેમ જગતની પ્રતીતિ અને તેનો અભાવ એ બંને બ્રહ્મની એક જાતની શક્તિ છે અને તે જ તેવા પ્રકારે સ્થિતિને પ્રાપ્ત થઈ રહેલ છે, હે રામચંદ્રજી! પોતાના ચિદ્રૂપને નહિ છોડનાર ચિદાકાશનું મનઃસમષ્ટિરૂપી ઉપાધિમાં સ્વપ્નની પેઠે પ્રતિબિંબ પડે છે ત્યારે ઉપાધિવાળું જે કાંઈ સ્વરૂપ ખડું થાય છે, તે જ 'મન', 'બ્રહ્મ' 'પિતામહ' ઈત્યાદિ નામો વડે કહેવાય છે. એવી રીતે પ્રથમ પ્રજાપતિ જ નિરાકાર અને નિર્વિકાર છે અને ચિન્માત્રરૂપ સંકલ્પનગરની પેઠે તે કારણથી રહિત છે. જે સુવર્ણનો બાજુબંધ જાણે છે કે 'હું બાજુબંધ નથી,' તેને પછી બાજુબંધપણું ક્યાં રહે? તે તો શુદ્ધ સુવર્ણરૂપે જ રહે. જ્યારે સમષ્ટિરૂપ પ્રથમ પ્રજાપતિ અજન્મા, સંકલ્પમાત્ર અને કેવળ ચિદાકાશરૂપ દેહધારી છે ત્યારે હું, તમે અને આ જગત ઈત્યાદિ જે કાંઈ ભાસે છે, તે પણ સર્વ તેવું જ છે. ચિદાકાશમાં શૂન્યતાની પેઠે જે કાંઈ ચૈતન્યના ચમત્કારો ભાસી રહ્યા હોય છે, તે જ સૃષ્ટિરૂપ, સંહારરૂપ, સ્થિતિરૂપ, તેના વિચિત્ર પ્રવાહોરૂપ અને અનુભવોરૂપ છે. ચિદાકાશ પોતાની મેળે જ સ્વપ્નની પેઠે પ્રથમ જે સ્વચ્છ વિવર્ત થઈ રહે છે, તે જ હિરણ્યગર્ભ છે. સમુદ્રમાં જેમ તરંગ તેજરૂપે કે બીજા રૂપે નિરંતર સ્ફુરતો રહે છે; તેમ બ્રહ્મમાં અનાદિ તથા અનંત એવો સૃષ્ટિ—પ્રલયનો વિભ્રમ પણ સ્ફુરતો રહે છે. ચિદાકાશનો સુંદર વિવર્ત જ 'વિરાટ' શબ્દ વડે કહેવામાં આવે છે અને તે વિરાટનું મન હિરણ્યગર્ભરૂપ છે. તે જે કાંઈ રચે છે, તે પણ સંકલ્પનગરના જેવું જ સમજવું. તે વિરાટ જ સૃષ્ટિરૂપ છે, તે જ સ્વપ્નરૂપ છે અને તે જ જાગ્રત અવસ્થાના વ્યષ્ટિ—સમષ્ટિ દેહરૂપ પણ થઈ રહેલ છે. જેમ ઘાટી સુષુપ્તિ અતિ નિદ્રારૂપી અંધકારના બળથી સ્વપ્નરૂપ બની જાય છે, તેમ આત્મા જ પ્રલયને વિષે અવિદ્યારૂપ અંધકારથી જગતરૂપે અનુભવમાં આવે છે. અવાંતર પ્રલયરૂપી બ્રહ્માની રાત્રિ વિરાટરૂપ પરમાત્માના કેશરૂપ છે. પ્રકાશ અને અંધકાર (દિવસ અને રાત્રિ) તથા કાળ અને ક્રિયા એ તેના પોતાના અવયવોની સંધિરૂપ છે. અગ્નિ એ વિરાટના મુખરૂપ છે, આકાશ મસ્તકરૂપ છે, અંતરિક્ષ નાભિરૂપ છે, પૃથ્વી ચરણરૂપ છે, સૂર્ય તથા ચંદ્ર ચક્ષુરૂપ છે અને દિશાઓ શ્રોત્રરૂપ છે,. એવી રીતે એક કલ્પના જ વિરાટના આકારે ખડી થઈ ગયેલી અનુભવમાં આવે છે. એ પ્રમાણે સારી પેઠે વિચારથી જોતાં વિરાટનું સ્વરૂપ સ્વપ્નના જેવું તથા આપણા સંકલ્પમય પર્વતના જેવું છે અને તે વિશાળ આકારે પ્રતીતિમાં આવતાં છતાં ચિદાકાશરૂપ છે. ચિદાકાશની અંદર ચેતનરૂપ જીવભાવને પ્રાપ્ત થઈને જે અત્યંત દીપી નીકળે છે, તે આત્મા પોતે જ પોતાના સ્વરૂપને જગતરૂપે અનુભવે છે. એવી રીતે વિશાળ ચિદાકાશ જ વિરાટરૂપે પ્રતીતિમાં આવે છે અને સ્વભાવરૂપ,

સ્વપ્નરૂપ, નગરરૂપ, પર્વતરૂપ, વૃક્ષરૂપ તથા હાથીરૂપ પણ તે જ છે. જેમ સ્વપ્નનટ પોતાના આત્માને જ સ્વપ્નદેશરૂપે અનુભવે છે, તેમ અનુભવ કરનાર ચિદાત્મા જ સત્ય અને અનુભવરૂપ એવા પોતાના આત્માને માયાના આવરણને લીધે અસત્ય જેવો માની લે છે અને તેને અમુક પરિચ્છિન્નરૂપે અનુભવે છે. વેદાંત, જૈન, સાંખ્ય, બૌદ્ધ વગેરે મતોના ગુરુઓએ તથા આગમશાસ્ત્રનો ભેદ કરનાર પશુપતિ અને ભૈરવ ઈત્યાદિએ પોતાનાં શાસ્ત્રોમાં જે જે વિચારો પ્રતિપાદન કર્યા છે, તે સર્વરૂપ થઈ જઈને અમારું બ્રહ્મ જ તેવી તેવી વાસનાને યોગે, તેવા તેવા રૂપે સ્ફુરેલ છે. વળી તે તે વાદીઓના પોતપોતાના નિશ્ચયને અનુકૂળ પડતું માની લીધેલું પારલૌકિક સુખ તથા આ લોકસંબંધી સર્વ ફળ, એ સર્વરૂપ બ્રહ્મ જ થઈ જાય છે; કેમ કે અમુક પ્રકારનું ફળ આપણને પ્રાપ્ત થાઓ એવી રીતે તેમના આત્મામાંથી જ આશાની ઉત્પત્તિ થાય છે. બ્રહ્મનો આવો લોકોત્તર મહિમા જ છે; કેમ કે તે પોતે જ માયાના યોગથી સર્વશક્તિમાન થઈ રહે છે.

**वेदान्तार्हतसांख्यसौगतगुरुत्र्यक्षादिसूक्तादृशो**
**ब्रह्मैव स्फुरितं तथात्मकलयास्तादात्मनित्यं यतः।**
**तेषां चात्मविरोऽनुरूपमखिलं स्वर्गं फलं तद्भव-**
**त्यस्य ब्रह्मण ईदृगेव महिमा सर्वात्म यत्तद्वपुः ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના
ઉત્તરાર્ધનો 'પરમાર્થોપદેશ' નામનો
સર્ગ ૧૭૩ મો સમાપ્ત

# સર્ગ ૧૭૪ મો*

## નિર્વાણપદ વિષે વર્ણન

વસિષ્ઠ ઉવાચ

**सर्गादौ स्वप्नसंवित्त्या चिदेवाभाति केवला ।**
**जगदित्यवभासेव ब्रह्मैवातो जगत्त्रयम् ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : સૃષ્ટિના આદિકાળમાં કેવળ ચિદાકાશ જ સ્વપ્નના અનુભવ પ્રમાણે જાણે જગતરૂપે ભાસતું હોય, તેમ થઈ રહે છે. તેથી ત્રણે લોક બ્રહ્મરૂપ જ છે. સૃષ્ટિઓ બ્રહ્મરૂપ સાગરના તરંગ જેવી છે અને તેમાં રહેલો જ્ઞાનરૂપ અનુભવ દ્રવરૂપ છે. જીવન્મુક્ત પુરુષોને વ્યવહારસિદ્ધિ માટે પ્રતીતિમાં આવતું જગત પણ જાણે કોઈ બીજી જ સૃષ્ટિ હોય તેવું ભાસે છે. તો પછી તેમાં દ્વિત્વ—એકત્વ આદિ બીજું ક્યાંથી હોય? જેમ એક જ ચિદાકાશ નિદ્રારૂપ હોઈ સ્વપ્ન અને સુષુપ્તિ એ બંનેરૂપ છે, તેમ ચિદાકાશનું એક જ આત્મસ્વરૂપ દૃશ્ય અને અદૃશ્ય એ બંનેરૂપે રહેલું છે. જો આ જગતનું વાસ્તવ સ્વરૂપ ઓળખવામાં આવે, તો તે જાગ્રતમાં સ્ફુરી આવતા સ્વપ્નનગરના જેવું કેવળ બાધિત અને સ્ફૂર્તિરૂપે આભાસમાત્ર જણાય છે, તો પછી તેમાં વિવેકી પુરુષને કેવી આસ્થા હોય? સૃષ્ટિનું સ્વરૂપ અને તેનો અનુભવ સૃષ્ટિના આરંભકાળમાં પ્રતીતિમાં આવે છે. જો તેનું યથાર્થ સ્વરૂપ ઓળખવામાં આવે, તો આ જગત જાગ્રતમાં બાધિતરૂપે સ્ફુરી આવતા સ્વપ્નનગરના જેવું બાધિત જણાય છે. જેમ સ્વપ્નનગર સંબંધી જુદા જુદા પ્રકારની વાસનાઓ સ્વપ્ન સમયે સત્ય જણાય છતાં જાગ્રત અવસ્થામાં તે અસત્ય છે, તેમ જાગ્રત સંબંધી વાસનાઓ વિષે પણ સમજવું. કદાચિત્ બીજા કોઈ પ્રકારે પ્રતિપાદન કરી દૃશ્યનું કંઈ બીજું જ કારણ અહીં કલ્પવામાં આવતું હોય, તો પછી બીજી કલ્પનાઓની અપેક્ષાએ બંધબેસતી થતી ભ્રાંતિમાત્રપણાની કલ્પના શા માટે ન કરવી? સ્વપ્નસૃષ્ટિની પેઠે જાગ્રતસૃષ્ટિ સંબંધી આ પોતાની ભ્રાંતિ તો અનુભવ વડે જ સિદ્ધ છે. જો કાંઈ બીજું કારણ કલ્પવામાં આવે, તોપણ તે અનુમાન વડે સિદ્ધ કરી શકાય. હવે અનુમાન કયા અનુભવથી અધિક થઈ શકે તેમ છે? મનુષ્ય પોતાની ઈષ્ટ સૃષ્ટિને સરજવાને અને અનિષ્ટ સૃષ્ટિને નિવારવાને સમર્થ થઈ શકતો નથી. વળી તેણે પ્રથમ

*આ એકસો ચુંવોતેરમા સર્ગમાં સ્વપ્નની પેઠે જ પ્રબોધ વડે દૃશ્યનો બાધ થઈ જતાં અવશેષ રહેલા ચિદાત્માના પરમપદપણા વિષે વર્ણન કરવામાં આવશે.

વિચારી રાખેલો વિષય તેને નિશ્ચયપૂર્વક જ દેખાય તેમ પણ બનતું નથી; કિંતુ વખતે બીજા પ્રકારે પણ તે અકસ્માત તેના જોવામાં આવે છે. આ વાત અનુભવસિદ્ધ છે. જો સૃષ્ટિ કોઈ બીજા કારણને આધીન જ હોય, તો પછી મનુષ્યો તેવી સાધનસંપત્તિ મેળવી પોતાની ઈષ્ટ સૃષ્ટિને રચે, અનિષ્ટ સૃષ્ટિને નિવારે અને કશું પણ અકસ્માત દેખે નહિ, પરંતુ એ વાત કોઈ પણ રીતે બરાબર ઘટતી નથી. તેથી આ દૃશ્ય સ્વપ્નશૈલીની પેઠે ભ્રાંતિસ્વરૂપ જ છે. જ્ઞાનનો ઉદય થયા વિના નિર્વિકલ્પ સમાધિ થાય, તો તે પણ પરમ જડતારૂપ છે અને સવિકલ્પ સ્થિતિ થાય, તો તે પણ સંસારરૂપ જ છે. તેથી કદાચિત્ ધ્યાન કે સમાધિનો લાભ થાય, તોપણ જ્ઞાન થયા વિના તે કોઈ પુરુષાર્થરૂપ સંભવતું નથી. જો સવિકલ્પ ધ્યાન હોય, તો તે સંસાર જેવું જ છે. જ્ઞાન થયા વગર તે જો નિર્વિકલ્પ હોય, તો તે પણ પાષાણના જેવું પરમ જડરૂપ છે. મોક્ષ કાંઈ પાષાણ જેવી જડ સ્થિતિરૂપ કે વિકલ્પાત્મક સંભવતો નથી. પાષાણના જેવી જડ નિર્વિકલ્પ સમાધિ વડે બીજું કશું પણ પ્રાપ્ત થતું નથી. પોતાની નિદ્રા વડે શું મળે છે? સૃષ્ટિનો અત્યંત અસંભવ છે, તેથી સારી રીતે જ્ઞાનનો ઉદય થતાં વિવેકી પુરુષની દૃષ્ટિમાં સર્વ દૃશ્ય ભ્રાંતિમાત્ર ભાસે છે, જીવન્મુક્તપણાનો ઉદય થવો તે જ વાસ્તવિક રીતે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. તે જ અનંત નિર્વાણરૂપ છે અને તે જ મોક્ષ કહેવાય છે. અનંત સુષુપ્તિના જેવી તુરીય અવસ્થા પણ તેને જ કહે છે અને તેમાં યથાસ્થિતપણે રહી ક્ષોભને નહિ પામતાં સર્વના પ્રકાશક આત્મારૂપે સ્થિતિ રાખવામાં આવે છે. જ્ઞાનમાં સારી રીતે એકરસ થઈ જવું તે ધ્યાન કહેવાય છે. વળી દૃશ્યનો અત્યંત અસંભવ છે, તેથી આત્મસ્વરૂપને યથાર્થ ઓળખવું તેને જ શ્રુતિઓ તથા તત્ત્વવેત્તાઓ પરમપદરૂપ કે પરમ પુરુષાર્થરૂપ કહે છે. એ સ્થિતિ કાંઈ પાષાણના જેવી જડ નથી, તેમ સુષુપ્તિ જેવી પણ નથી. તે નિર્વિકલ્પ કે સવિકલ્પ નથી, તેમ સાવ શૂન્ય પણ નથી. તે દૃશ્યના અત્યંત અસંભવરૂપ છે તથા આદિ અનુભવરૂપ છે. એ બ્રહ્મ જ સર્વરૂપ છે અને અપવાદદૃષ્ટિથી જોઈએ તો તે કશારૂપ નથી. હે પ્રિય રામચંદ્રજી! જે બ્રહ્મના જેવો નિર્વિકાર હોય છે, તે જ તેને દેખે છે. જ્યારે સારી રીતે પ્રબોધનો ઉદય થાય છે, ત્યારે જ પરમ નિર્વાણની પ્રાપ્તિ થઈ કહેવાય છે. તે દશામાં આ જગત યથાસ્થિતપણે રહ્યા છતાં પ્રલય જેવી અભાવ સ્થિતિને પ્રાપ્ત થઈ જાય છે. તેમાં આ એકતા કે અનેકતાની કલ્પના નથી; તેમાં કશું પણ નથી અને તેમાં કશાનો સંભવ પણ નથી. સર્વ સદ્-અસદ્ વસ્તુઓની સીમાના અંતરૂપ તે જ તત્ત્વ કહેવાય છે. દૃશ્ય અત્યંત અસંભવિત છે. એમ માનવાથી શુદ્ધ બોધનો ઉદય થાય છે અને તેથી સર્વ વિક્ષેપથી રહિત થવાય છે. પછી શાંતપણે જે કાંઈ નિરતિશય આનંદરૂપે સ્થિતિ રાખી રહેવું તે જ પરમ પદરૂપ છે એમ તમે સમજો. એ શુદ્ધ બોધ સર્વોત્તમ ધ્યાનરૂપ છે. શાસ્ત્રપરિચયથી પદ—પદાર્થને જાણી શકનાર, બુદ્ધિમાન અને નિરંતર મોક્ષના ઉપાયરૂપ આ શાસ્ત્રને વાંચનાર શુદ્ધ અધિકારી પુરુષ તેને અધ્યાત્મશાસ્ત્રના વિચારથી થયેલા જ્ઞાનરૂપ ઉપાય વડે મેળવી શકે છે. બીજા કશા ઉપાયથી તેની પ્રાપ્તિ થતી નથી. તીર્થાટન વડે, દાન વડે, સ્નાન વડે બીજી વિદ્યા વડે, ધ્યાન વડે, તપ વડે, યોગ વડે કે યજ્ઞ વડે તેની પ્રાપ્તિ થતી નથી. આ સત્યરૂપે ભાસતું અનિર્વચનીય દૃશ્ય ભ્રાંતિમાત્ર છે અને મિથ્યા છતાં જાણે સત્ય હોય તેવું ભાસે છે. જેમ નિદ્રાભાવથી રહિત ચિદાકાશ સ્વપ્નરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ ચિદાકાશ જ જગતના આકારે પ્રતીતિમાં આવે છે. જે ભ્રાંતિ હોય તે કોઈ દિવસ તપ તીર્થ આદિ વડે શાંત થતી નથી. જો કે તપ—તીર્થ આદિ વડે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, પણ તે વડે મુક્તપણાનો લાભ મળતો નથી. આ જગતમાં જો સારી શુદ્ધ બુદ્ધિ વડે

અધ્યાત્મશાસ્ત્રના અર્થનો વિચાર કરવામાં આવે તો તેથી થયેલા આત્મજ્ઞાનરૂપ મોક્ષના ઉપાયથી જ એ ભ્રાંતિ શાંત થાય છે, બીજા કશાથી થતી નથી. જેમ સૂર્યના પ્રકાશથી અંધકારમય રાત્રિ ક્ષય પામે છે, તેમ અત્યંત પ્રકાશ આપનાર નિર્મળ શાસ્ત્રાર્થ વડે આ સર્વ ભ્રાંતિ નિવૃત્ત થાય છે. જેમ પવનની અંદર તેની ચપળતા રહી છે અને જળની અંદર દ્રવપણું રહ્યું છે, તેમ ચિદાકાશની અંદર ઉત્પત્તિ, સ્થિતિ અને લયના આભાસો પ્રતીતિમાં આવે છે. જેમ વડનો આકાર ધારણ કરવાની ચમત્કૃતિ વડનાં બીજ આદિ દ્રવ્યોની અંદર જ રહી છે અને પવનમાં જેમ અહર્નિશ તેની ચલનશક્તિ રહેલી છે, તેમ શબલબ્રહ્મરૂપી ચિદાકાશની અંદર આ જગતની યથાસ્થિત સૃષ્ટિ તથા તેની સ્થિતિ અનન્યરૂપે રહેલી છે. અને છેવટે તેમાં જ તે લય પામી જાય છે. ૧—૩૦

**द्रुमस्य हृद्येव चमत्कृतिर्निजा नभस्वतः स्पन्द इवानिशं यथा । यथा स्थिता सृष्टिरियं तथास्तिता लयं नभस्यंतरनन्यरूपिणी ॥३०॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'નિર્વાણોપદેશ' નામનો સર્ગ ૧૭૪ મો સમાપ્ત

# સર્ગ ૧૭૫ મો*

## ચિદાકાશ જ અજ્ઞાનથી જગતરૂપે ભાસે છે

वसिष्ठ उवाच

**स्वप्नाभमाद्यं चिद्व्योम कारणं देहसंविदाम् । दृश्यान्यता संभवतश्चिद्व्योम्नस्तत्कुतो वपुः ॥१॥**

વસિષ્ઠ બોલ્યા: સર્વના આદિકારણરૂપ ચિદાકાશ સ્વપ્નની પેઠે વિવર્ત ભાવને પામીને દૃશ્ય ભાવને ધારણ કરી લે છે. તે જીવોના દેહના તાદાત્મ્યપણાનો અધ્યાસ થવામાં મુખ્ય કારણરૂપ થાય છે. હવે પ્રથમ આરંભસમયમાં જ દૃશ્ય જેવી કોઈ પણ જુદી વસ્તુ જ નથી, તો તે ચિદાકાશના દેહરૂપ કેમ થઈ શકે? હે નિષ્પાપ રામચંદ્રજી! સૃષ્ટિના આદિકાળમાં આ સર્વ સ્વપ્નના અનુભવ જેવું જ છે. તે વિના બીજા પ્રકારે આ સૃષ્ટિ અને પરલોક દેખાતાં છતાં પણ સિદ્ધ થઈ શકતાં નથી. સ્વપ્ન—સ્ત્રીના સમાગમની પેઠે આ દૃશ્ય મિથ્યા છે, કેવળ શાંત ચિદાકાશરૂપ છે. અનુભવરૂપ ચિદાત્મ જ અવિદ્યાને લીધે આ પ્રમાણે અસત્ય જગતરૂપે ભાસે છે. જે કાંઈ આ જગતરૂપે ભાસે છે, તે શૂન્ય, સ્વચ્છ, અનાદિ, અનંત અને નિર્મળ ચિદ્ધાતુરૂપ છે. જ્યાં સુધી પરમાત્માનું વાસ્તવસ્વરૂપ ન ઓળખવામાં આવે, ત્યાં સુધી તે અવિદ્યારૂપ તથા સંસારી જીવરૂપ પ્રતીતિમાં આવે છે, પરંતુ જો તેનું વાસ્તવસ્વરૂપ ઓળખવામાં આવે, તો જીવભાવ અને દૃશ્યભાવ ટળી જાય છે અને તે પરબ્રહ્મરૂપ જ જણાય છે; કેમ કે અનાદિ અને અનંત એવા શુદ્ધ ચિદાકાશની અંદર અવિદ્યા આદિ મેલ ક્યાંથી હોય? જે શુદ્ધ સાક્ષીચૈતન્ય છે, તે જ સ્વપ્નનગરરૂપ છે અને જે ચિદાકાશ છે તે જ જગતરૂપ છે, તો પછી સૃષ્ટિના આદિકાળમાં પૃથ્વી આદિનો સંભવ જ ક્યાં છે? જીવ ચિદાકાશરૂપ છે અને જીવરૂપે ભાસતા ચિદાકાશની સૃષ્ટિમાં જ 'પૃથ્વી' આદિ નામો તથા 'મન' અને 'બુદ્ધિ' આદિ કલ્પનાઓ કરવામાં આવી છે, જળમાં જેમ તરંગ હોય છે અને પવનમાં જેમ ચલનશક્તિ રહી હોય છે, તેમ ચિદાકાશની અંદર બુદ્ધિપૂર્વક નહિ પણ સ્વાભાવિક રીતે જ જગતનું ભાન થાય છે અને તે નિરાધાર છે. જગતનું ભાન થયા પછી ચિદાકાશ જીવભાવ વડે તેની અંદર પ્રવેશ કર્યો અને 'હું હિરણ્યગર્ભ જગતનો સર્જનાર છું' એવા અભિમાનને તથા ઐશ્વર્યને ધારણ કર્યું. પછી તેણે બુદ્ધિ આદિની અને પૃથ્વી આદિની

* આ એક્સો પંચોતેરમા સર્ગમાં જ્યાં સુધી મૂર્ખતા હોય ત્યાં સુધી ચિદાકાશ જ વિનાકારણે કેમ જાણે જગતરૂપે થઈ રહેલું હોય તેમ ભાસે છે અને શાસ્ત્ર વડે મૂર્ખતાની નિવૃત્તિ થતાં ચિદાત્મા બંધથી રહિત (મુક્ત) થઈ જાય છે. એ વિષે વર્ણન આવશે.

કલ્પના કરી. એ કલ્પના સદ્રૂપ અને અસદ્રૂપ છે તથા ચિદાકાશના એક વિવર્તરૂપ છે. અત્યંત સ્વચ્છ આ મહાચૈતન્ય જ જગતરૂપે (વિવર્તભાવથી) પ્રતીતિમાં આવે છે અને તેનું જ 'સૃષ્ટિ' એવું નામ પણ છે. તેથી જગત ચિદાકાશરૂપ જ છે, બીજું કશું નથી. હે પ્રિય રામચંદ્રજી ! આ પ્રમાણે વાસ્તવિક દૃષ્ટિએ જોતાં કશો પણ વિવર્ત જ નથી, પણ જે કાંઈ છે તે સ્વચ્છ ચિદરૂપતત્ત્વ છે. જે ચિન્માત્ર તત્ત્વ એક છે, તેની કલ્પના જ આ જગતના આકારે પોતાના સ્વરૂપની અંદર પોતા વડે જ પ્રસરી રહેલી છે. ચિદાકાશ ચિદાકાશની અંદર આવી રીતે રહેલું છે તથા જગતનું મૂળ સ્વરૂપ પૂર્ણ ચિદાકાશ જ છે. જેમ સ્વપ્નાવસ્થામાં સાક્ષીચૈતન્ય જ જાણે ચિત્તરૂપ અને દૃશ્યરૂપ થઈ રહ્યું હોય તેવું જણાય છે, તેમ એ પૂર્ણ ચિદાકાશ જ (જાગ્રતમાં પણ) જાણે ચિત્તરૂપ અને દૃશ્યરૂપ થઈ રહેલુ હોય તેવું જણાય છે. બીજા પ્રકારે કોઈ રીતે કારણની સિદ્ધિ ઘટી શકતી નથી અને સૃષ્ટિના આરંભકાળમાં બીજું કશું સત્ય કારણ નથી; તેથી પોતાનો આત્મા જ પોતાની મેળે ચિદાકાશને દૃશ્યરૂપે દેખે છે. સ્વપ્નની પેઠે જ આ દૃશ્ય (દેખાતા છતાં) આકાર આદિ ધર્મોથી રહિત છે અને સ્વપ્નમાં તથા આ જગતમાં કશો પણ બીજા ભેદ નથી. તેથી સિદ્ધ થાય છે કે સર્વ ચિદાકાશરૂપ છે અને તેની અંદર આકાશ આદિની પેઠે શૂન્યતા (દૃશ્યનો અભાવ) રહેલી છે. આ પરબ્રહ્મ સર્વ રૂપથી રહિત છે અને તે એક જ પોતે પોતાના સર્વાત્મભાવથી આવા અનેક રૂપે થઈ રહેલ છે. આ વાત સ્વપ્નમાં અનુભવાય છે. આત્મા જ પોતે જાણે સ્વપ્નરૂપ થઈ રહ્યો હોય, તેમ તે વખતે જણાય છે. એ અનેકરૂપે દેખાતા છતાં એકરૂપ જ છે. તે જ પ્રમાણે આ સર્વ અનેકરૂપે દેખાતા છતાં એક નિર્મળ શુદ્ધ બ્રહ્મરૂપ છે. બ્રહ્મ જ પોતપોતાના સ્વરૂપની અંદર ચિદભાવને લીધે જીવભાવને કલ્પી લે છે અને પોતાના સ્વચ્છ રૂપને નહિ છોડતાં છતાં જાણે મનરૂપી બની ગયું હોય, તેવું થઈ જાય છે. પછી તે મનઃસમષ્ટિરૂપે આ સર્વ પ્રપંચને વિસ્તારી દેતું હોય તેમ ભાસે છે; પરંતુ વસ્તુતઃ જોતાં તે ચિન્મય હોવાથી ચિદાકાશરૂપ જ છે; આમ તે જાણે જગતરૂપે થઈ ગયું હોય તેવું જણાય છે અને અવિકારી છતાં જાણે વિકારી હોય તેમ પ્રતીતિમાં આવે છે. મન જ હિરણ્યગર્ભરૂપે છે અને તે સૃષ્ટિના હૃદયની અંદર રહી નિરંતર સર્વને ઉત્પન્ન કરે છે. તથા તેનો સંહાર પણ કરે છે. જેમ સ્વપ્નની અંદર નિરાકાર ચિત્ત સ્વપ્નસૃષ્ટિરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ પૃથ્વી આદિથી રહિત એ મનરૂપ બ્રહ્મા પોતાના નિરવયવ હૃદયની અંદર ત્રણે લોકરૂપ થઈને તેવા રૂપે પ્રતીતિમાં આવે છે અથવા બીજા પ્રકારે પણ તેની પ્રતીતિ થાય છે. એક અને નિરાકાર એ મન દેહરૂપે, જગતરૂપે તથા અહંકારરૂપે અનંતરૂપ બની જાય છે અને પોતાના મૂળ અધિષ્ઠાનરૂપ પૂર્ણ શુદ્ધ સ્વરૂપને અવિદ્યા વડે ઢાંકી દઈ બોધ તથા અબોધ એ બંનેરૂપ (જડ—ચેતનરૂપ) થઈ જાય છે. અહીં પૃથ્વી આદિ કશું નથી, દેહ પણ નથી અને બીજો દૃશ્યભાવ પણ નથી; પરંતુ માત્ર ચિદાકાશરૂપ મન જ જગતરૂપે પ્રતીતિમાં આવે છે. આવી દૃષ્ટિ વડે જોઈએ તોપણ વિચાર કરતાં આ કશું નથી; કેવળ એકરસ ચિન્માત્રતત્ત્વ જ પોતાના સ્વરૂપની અંદર પોતા વડે આવા પ્રકાર ભાસે છે. જેમાં વાણી પહોંચી શકતી નથી, તે અવર્ણ્ય સ્વરૂપને ઓળખી લઈ જીવન્મુક્ત પુરુષ મૌની (નિશ્ચળ) થઈ રહે છે અને તે વ્યવહારમાં પ્રવૃત્ત છતાં ચિદાકાશ થઈ રહી મૌનીના જેવી સ્થિતિને ધારણ કરે છે. પ્રબોધને પામેલો એ ઉત્તમ પુરુષ મૌનનો આશ્રય લે છે અને અનંત અપાર, નિઃસીમ અને નિરતિશય આનંદજ્ઞાન ચિન્માત્રતત્ત્વરૂપ થઈ જાય છે. જેમ જળની અંદર અજ્ઞાતપૂર્વક (સ્વાભાવિક રીતે) દ્રવપણાને લીધે આવર્ત (ચકરી) આદિની ઉત્પત્તિ થાય છે, તેમ બ્રહ્મની અંદર સ્વાભાવિક રીતે જ પોતા

વડે જ જડ એવાં બુદ્ધિ તથા ચિત્ત આદિ ઉત્પન્ન થઈ જાય છે. જેમ પવન અબુદ્ધિપૂર્વક (બુદ્ધિપૂર્વક નહિ, કિંતુ સ્વાભાવિક રીતે જ) ચલનશક્તિને ઉત્પન્ન કરે છે અને તે તેનાથી અભિન્ન છે, તેમ પરમાત્મા બુદ્ધિ આદિને સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન કરે છે અને તે તેનાથી અભિન્ન છે. જેમ વાયુના સ્વરૂપથી કાંઈ તેની ચલનશક્તિ ભિન્ન નથી, તેમ ચિન્માત્ર છતાં ચિદાભાસ કહેવાતા અવિનાશી જીવો કાંઈ પરમાત્માના સ્વરૂપથી ભિન્ન નથી. હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! ચિદાકાશ, બ્રહ્મ, ચિન્માત્ર, આત્મા, ચૈતન્ય, મહાન, પરમાત્મા ઈત્યાદિ સર્વ પર્યાયો અદ્વિતીય પરમતત્ત્વના જ છે. બ્રહ્મ (અવિદ્યાના આવરણના યોગે) ચક્ષુની પેઠે ઉન્મેષ તથા નિમેષ- (આંખ મીંચવી ને ઉઘાડવી તે)ને ધારણ કરે છે તેમ જ પવનની પેઠે ચપળતા તથા સ્થિરતાને પણ તે જ ધારણ કરે છે. બ્રહ્મનો જેવો પ્રલયરૂપ નિમેષ છે, તેવો જ સૃષ્ટિરૂપી ઉન્મેષ પણ છે અને તે જગત કહેવાય છે. દૃશ્ય એ એક પરબ્રહ્મનો ઉન્મેષ (આંખ ઉઘાડવી) છે અને દૃશ્યનો પ્રલય તેના નિમેષરૂપ (આંખ મીંચવી) છે. જેમ નેત્રલોકમાં ઉન્મેષ—નિમેષનો લય થાય છે, તેમ બ્રહ્મમાં એ બંનેનો લય થાય છે. આથી એક નિરાકાર બ્રહ્મ જ અવશેષ રહે છે. નિમેષ અને ઉન્મેષ (ઉત્પત્તિ અને પ્રલય) એ બંનેમાં નિર્વિકાર પરબ્રહ્મ એક જ સ્થિતિમાં રહે છે. ચિદાકાશમાંથી દૃશ્યના અસ્તિત્વનું અને તેના અભાવનું સ્ફુરણ થાય છે, તેથી દૃશ્ય સત્ અને અસત્ કહેવાય છે અને ચિદાકાશ સદાકાળ કેવળ સત્તારૂપ (સત્ય) છે. વસ્તુતઃ જોતાં નિમેષ કાંઈ ઉન્મેષથી ભિન્ન નથી અને ઉન્મેષ કાંઈ નિમેષથી ભિન્ન નથી; કેમ કે એ બંનેને અધિષ્ઠાનદૃષ્ટિ વડે જોઈએ તો તે એક જ છે. તેવી જ રીતે સૃષ્ટિરૂપ શરીરને ધારણ કરનાર શબલબ્રહ્મની દૃષ્ટિ વડે જોઈએ તો સૃષ્ટિ તથા પ્રલય એ બંને એકરૂપ છે. માટે આ સર્વ યથાસ્થિતપણે રહ્યા છતાં શાંત પરબ્રહ્મરૂપ છે; એમ તમે સમજો. તે ઉત્પન્ન જ થયું નથી, જન્મ—જરા આદિ વિકારથી રહિત છે, શાંત આકાશરૂપ છે અને પરબ્રહ્મની સાથે એકરસરૂપે જ રહેલ છે. આકાશ જેમ પોતાના વાસ્તવિક રૂપમાં રહ્યા છતાં શ્યામરૂપે પ્રતીતિમાં આવે છે, તેમ ચિદાકાશ પણ જાણે દૃશ્યરૂપ થઈ રહ્યું હોય તેવું દેખાય છે. ચિદાકાશનો વિવર્ત જ આવા રૂપે ભાસે છે અને જગત એ એક તેનું શરીર છે. આ દૃશ્ય ઉત્પન્ન થયું નથી, તેનો નાશ પણ થતો નથી, તેમ તે અનુભવમાં પણ આવતું નથી; કિંતુ અદ્વિતીય એવું ચિદાકાશ કેવળ પોતાના સ્વરૂપની અંદર પોતે જ ચમત્કાર ઉત્પન્ન કરે છે. મહાચિદાકાશરૂપી મણિની આ દૃશ્ય નામની એક પ્રભા (કાંતિ) પોતાના ઉત્પત્તિક્ષેત્રરૂપ એવા ચિદાકાશરૂપી મણિથી જુદી નથી. જો કે તે જુદા જેવી લાગે છે, તોપણ જેમ સૂર્યના પ્રકાશથી તેની ગરમી જુદી નથી, તેમ તે ચિદાકાશથી જુદી નથી. જોકે નાના પ્રકારે સ્થિતિવાળું આ સર્વ ચિત્તામાં સ્ફુરે છે, તોપણ તે સર્વ પરમ મંગલમય એક શાંત પરબ્રહ્મરૂપ જ છે. જેમ સુષુપ્તિ સ્વપ્નના જેવી પ્રતીતિમાં આવે છે, તેમ બ્રહ્મ જ સૃષ્ટિ જેવું જણાય છે. સત્ય હો કિંવા અસત્ય હો., કાર્ય હો કિંવા કારણ હો, પણ જે દેશકાળમાં જેવા પ્રકારે ચિદાકાશ તેને પ્રસારી દે છે, તેવા પ્રકારે તે ચિદાભાસના અનુભવમાં આવે છે. પછી તે સત્ય હો કે અસત્ય હો તે વિચારતું કાંઈ કામ નથી. બીજા કોઈ પ્રકારે જગતનો જડભાવ ઘટતો નથી. તેથી જગતનું કાંઈ પ્રધાનપરમાણુ આદિ કારણ કલ્પવામાં આવતું હોય, તોપણ સ્વપ્ન તુલ્ય આ પ્રપંચ જગતરૂપે થઈ રહેલા પરમાત્માનું જ સ્વરૂપ છે. એટલે એ વિના બીજે પ્રકારે કંઈ પણ બીજું ઘટતુ નથી. પ્રમાણની ગતિ જ્યાં નથી પહોંચતી એવા પરબ્રહ્મમાંથી આ જગત અભિન્ન રૂપે ઉદય પામેલું છે, તેથી એ જગત પણ પ્રમાણને ઉલ્લંઘીને અનિ-

વૅચનીયપણે રહેલું છે. આમ વસ્તુતઃ જોતાં કશું પણ થયું જ નથી. જેનું ચિત્ત જે વિષયમાં રસિક હોય છે, તેના ભાવને (મનની લાગણીને લીધે) તે પ્રાપ્ત થાય છે. આથી એક બ્રહ્મમાં જ રસિક રહેનાર ચિત્ત બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. મનુષ્યનું ચિત્ત હમેશ જેની અંદર લાગ્યું રહે છે અને ઇન્દ્રિયો પણ જેમાં પરાયણ થઈ રહે છે, તેને જ તે મનુષ્ય વસ્તુરૂપ સમજે છે અને તે તેને સ્ફુટપણે જાણવામાં પણ આવે છે. જે ચિત્ત બ્રહ્મમાં જ એક રસિક થઈ રહે છે, તે ક્ષણવારમાં બ્રહ્મરૂપ થઈ જાય છે. જેનું હૃદય જે વિષયમાં રસિક અને આસક્ત હોય છે, તે તેને સત્ય સમજે છે. જેનું ચિત્ત દૃઢ નિશ્ચય વડે જેમાં વિશ્રાંત થઈ રહ્યું હોય છે તેને તે જ પરમાર્થદૃષ્ટિ વડે સત્ય ભાસે છે. સદાચારને લીધે વ્યવહાર માટે જોકે તે બીજી ક્રિયા પણ કરે છે, પણ તેમાં તેનો અભિનિવેશ હોતો નથી. જો જગત વિષે મારા વર્ણવેલા ક્રમ પ્રમાણે સંપૂર્ણ રીતે વિચાર કરવામાં આવે, તો સર્વ સત્તામાત્ર જોવામાં આવે છે અને દ્વિત્વ—એકત્વ આદિ કશી પણ કલ્પના છે જ નહિ. જેઓ અદૃશ્ય બ્રહ્મને જ દૃશ્યરૂપ સદ્‌રૂપ, અસદ્‌રૂપ, સાકાર અને નિરાકાર સમજે છે, તેમની દૃષ્ટિમાં કોઈ દેશ—કાળમાં કર્તા કે ભોકતા જીવ છે જ નહિ; તેમ સાવ નથી એમ પણ નથી; કેમ કે જીવ બ્રહ્મરૂપે અવશેષ રહે છે. જેમ અજ્ઞાની પથિકને વિકટ માર્ગમાં ચોરની ભ્રાંતિ ઉત્પન્ન કરવાને કોઈ થૂંબડું રહ્યું હોય છે, તેમ પોતાના સ્વરૂપની અંદર અનાદિ, અનંત, એકરસ શાંત બ્રહ્મ જ આવા જગતરૂપે રહેલ છે. નિષ્કલંક બ્રહ્મ જ બુદ્ધિ આદિરૂપે (બુદ્ધિ સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ આદિ જગતના આકારે) થઈ રહેલ છે; જેમ કે જે શાંત આકાશ છે, તે જ શૂન્ય છે, એમ તમે સમજો. જેમ આકાશની અંદર મછરાં—મોવાળાના જેવા આકારો વગેરે સત્‌—અસત્‌રૂપે અનિર્વચનીયપણે જાણે તેનાથી જુદા રહ્યા હોય તેવા ભાસે છે, તેમ પરબ્રહ્મની અંદર બુદ્ધિ આદિની સ્થિતિ સમજવી. જેમ આકાશની અંદર શૂન્યપણું અભિન્નરૂપ રહ્યું છે, તેમ સત્તા સામાન્યરૂપ પરબ્રહ્મની અંદર બુદ્ધિ આદિ, દેહ આદિ અને સંકલ્પ આદિ અનેક પદાર્થો અભિન્નરૂપે રહ્યા છે. સુષુપ્તિમાંથી સ્વપ્નમાં પ્રવેશ કરનારા અને એક નિદ્રામાં જ ચિત્તને ધારણ કરતા છતાં સ્વપ્નસૃષ્ટિમાં રહેલા જીવનું જેમ દ્વિત્વપણું હોતું નથી, તેમ તે સમયે (બીજા અનેક સ્વપ્ન પદાર્થો દેખવાથી) એકત્વ પણ નથી હોતું. આ પ્રમાણે બ્રહ્મનું સમજવું. ચિદાકાશની આ સ્વચ્છ કાંતિ આ પ્રમાણે વિવર્તરૂપે પ્રકાશ પામે છે. બાકી વસ્તુતઃ જોતાં તો, હે પ્રિય રામચંદ્રજી! તેનો કશો વિવર્ત પણ છે જ નહિ; તે તો સ્વચ્છ સ્વરૂપમાં જ સદાકાળ રહેલું છે. ચિદાકાશ ચિદાકાશની અંદર પોતાના નિર્મળ સ્વરૂપે જ રહેલું છે અને તે યથાસ્થિતપણે રહ્યા છતાં સ્વપ્નની પેઠે જાણે જડ દૃશ્યરૂપ થઈ રહેલું હોય તેમ ભાસે છે,. પરબ્રહ્મ સિવાય બીજી વસ્તુની બીજી કોઈ પણ પ્રકારે ઉત્પત્તિ નથી તથા બીજું કોઈ સત્ય કારણ પણ નથી. પ્રથમ ચિદાકાશ પોતાના આત્માને જ દૃશ્યરૂપ દેખે છે. સૃષ્ટિના આદિકાળમાં જ નિરાકાર ચિદાકાશનું પોતાનું સ્વરૂપ જ દૃશ્યરૂપ ભાસે છે અને તે ખરી રીતે જોતાં સ્વપ્ન સંકલ્પ તથા મિથ્યા જ્ઞાનની પેઠે કેવળ ભ્રમરૂપ છે. એ દૃશ્ય સ્વપ્નની પેઠે સર્વ ધર્મોથી રહિત ચિદાકાશરૂપ જ છે; કેમ કે તેમાં કોઈ પણ ધર્મ રહ્યો નથી. પરમાર્થરૂપ વસ્તુનો વિકારી અને ધર્મવાળો આકાર અવિદ્યારૂપી મેલને લીધે જ પ્રતીતિમાં આવે છે. માટે એ દૃશ્ય સ્વપ્નનગરના જેવું છે, ધર્મવાળું પ્રતીતિમાં આવતાં છતાં ધર્મરહિત છે, અધિષ્ઠાનચૈતન્યથી અભિન્ન છે અને નિરંતર અવિવેકીઓને આવા જગતના આકારે રહેલું દેખાય છે. સ્વપ્નપર્વતની પેઠે દૃશ્ય સ્વચ્છ અધિષ્ઠાનચૈતન્યરૂપ છે. તે પોતાના અધિષ્ઠાનથી જરા પણ જુદું નથી; માટે ચિદાકાશરૂપે અવશેષ રહેનાર ચિદાકાશ આકાશથી

પણ અતિસૂક્ષ્મ છે. પરબ્રહ્મ સર્વ રૂપથી રહિત છે. અને તે જ આ દૃશ્યરૂપ બની જઈ સૃષ્ટિરૂપે થઈ રહેલ છે. આ વાત સ્વપ્નમાં અનુભવમાં આવે છે. તે સમયે આત્મા જ સ્વપ્નનગર આદિરૂપ થઈ રહેલો ભાસે છે; બાકી સ્વપ્નમાં રચાયેલ નગર આદિ સૃષ્ટિ કાંઈ સત્ય હોતી નથી. ઘર આદિ પદાર્થોનો કંઠ નાડીના છિદ્ર આદિ પ્રદેશમાં અત્યંત અસંભવ છે, તેથી પ્રથમ દીઠેલું છે તે જ આ ઘર આદિ છે, એવી પ્રત્યભિજ્ઞા સંભવતી નથી; તેમ જ તેમાં સંસ્કાર કે સ્મૃતિની પણ સત્તા હોતી નથી. માટે એ ત્રણેને છોડી દઈ, બ્રહ્મસત્તાનું નિદ્રાદોષને લીધે જે કાંઈ અન્યથા ભાન થાય છે, તેની જ દીઠેલા અર્થની સમાનતા ઉપરથી મૂઢોએ સ્મૃતિ આદિ સંજ્ઞાઓ કલ્પી છે એમ સમજવાનું છે. જેમ જળની અંદર તરંગો વારંવાર ઊઠતા રહે છે અને પાછા તેમાં જ લયને પ્રાપ્ત થતા રહે છે, તેમ સર્વ દૃશ્ય અધિષ્ઠાનરૂપ ચિદાકાશમાં ઉત્પન્ન થાય છે અને પાછું તેમાં જ લય પામી જાય છે. આથી તે દૃશ્ય અધિષ્ઠાનચૈતન્યથી ભિન્ન નથી. આ જગતનું પણ તે જ પ્રમાણે સમજી લેવાનું છે. સર્વ વિધિઓ અને સર્વ નિષેધો સદૈવ ભિન્નરૂપે અને મિશ્રરૂપે પરબ્રહ્મની અંદર રહેલા છે અને નથી પણ રહેલા. માટે બ્રહ્મ સત્ય છે અને તે જ સર્વરૂપ થઈ રહેલા છે. તો પછી (તેના સર્વશકિતમાનપણાને લીધે) તેમાં શું ન હોય? સત્તા જ સર્વરૂપ થઈ રહેલી છે અને તેને લીધે સર્વ એ બ્રહ્મસત્તારૂપ છે. ભ્રમણ કરનાર બાળકને વૃક્ષ, ગિરિ, નદી આદિના સમૂહો સાથેની આ પૃથ્વી ભમતી લાગે છે અને બીજાઓને પૃથ્વી ફરતી નથી એમ ભાસે છે. આ બંને વાત પોતાની દૃષ્ટિ વડે સત્ય છે. પૃથ્વીના ભ્રમણનું પોતાને જે ભાન થાય છે તે મિથ્યા છે, એમ ભ્રમણ કરનાર જાણતો હોય, તોપણ સ્થિરતાના અભ્યાસ વિના તેની ભમતી દૃષ્ટિ શાંત થતી નથી. તે જ પ્રમાણે જગતની ભ્રાંતિ પણ મિથ્યા છે, છતાં તત્ત્વજ્ઞાનના અભ્યાસ વિના તે શાંત થતી નથી. મોક્ષના ઉપાયરૂપ આ શાસ્ત્રનો (તત્ત્વજ્ઞ ગુરુને સેવા આદિથી વશ કરી, તેના મુખથી વ્યાખ્યાન કરાવી) શ્રવણ કરવાનો અભ્યાસ કરવો એ દૃશ્યની શાંતિ કરવાનો ઉત્તમ ઉપાય છે. તેના જેવો બીજો કોઈ ઉપાય થયો નથી અને થશે પણ નહિ. ચિત્તના સ્વરૂપની સ્થિતિ સંસાર સાથે નિત્ય સંબંધ રાખે છે. તેથી ચિત્ત જાગ્રત તથા સ્વપ્નમાં રહેલું હોય ત્યારે અને તે લય પામે ત્યારે તેને યત્ન વડે રોકવામાં આવે તોપણ તે રોકાતું નથી; બાકી બોધ વડે જ્યારે તે બાધિત થઈ જાય છે, ત્યારે સંસારને દેખતું નથી. દૃશ્ય અને શરીર એ બંને વિના ચિત્ત નિરંતર રહી શકતું નથી. તેમની સાથે તેનો નિત્ય સંબંધ છે. આ જન્મમાં અથવા જન્માંતરમાં બોધનો ઉદય થયા પછી તે બંને છેવટે પોતાની મેળે જ શાંત થઈ જાય છે. જેમ પવન તેની ચપળતા અને તેથી થનારાં વાદળાંના સૈન્ય એ ત્રણે તેના કારણનો અભાવ થતાં શાંત થઈ જાય છે, તેમ બોધ થતાં ચિત્ત, દૃશ્ય અને શરીર એ ત્રણે શાંત થઈ જાય છે. ચિત્ત, દૃશ્ય અને શરીર એ ત્રણેનું કારણ અવિદ્યા છે અને તે શુદ્ધ બુદ્ધિવાળા પુરુષને આ શાસ્ત્ર વાંચવામાં આવતાં શાંત થઈ જાય છે. પદ—પદાર્થને જાણનારો વિવેકી પુરુષ ખેદને પામી જઈ જો નિવૃત્ત ન થઈ જાય, તો આ ગ્રંથનો જે કાંઈ પ્રથમનો ભાગ તેનાથી ન સમજાયો હોય તે પાછળથી તેના સમજવામાં આવી જાય છે. માટે ભ્રાંતિની નિવૃત્તિ કરવા માટે આ શાસ્ત્ર ઉપાયરૂપ છે એમ તમે સમજો. તે બીજાના જેવું સાધારણ નથી પણ અસાધારણ છે એમ અનુભવમાં આવે છે, તેથી આ મહાશાસ્ત્રોનો આખો ભાગ કે અર્ધો ભાગ યથાશક્તિ વિચારવો એટલે દુ:ખનો ક્ષય થાય. જો કદાચિત્ આ ઋષિપ્રણીત છે (માટે સ્મૃતિરૂપ હોવાથી સર્વના મૂળરૂપ ઉપનિષદ વિચારીશું) એવા પ્રમાદથી આ શાસ્ત્રમાં રુચિ ન થતી હોય, તો પછી કોઈ બીજા (ઉપનિષદ આદિ) આત્મવિદ્યાના શાસ્ત્રનો વિચાર કરવો.

અવિચારરૂપ અનર્થે અવસ્થાને વૃથા ગાળવી નહિ, પરંતુ જ્ઞાનના સારરૂપ શ્રવણ આદિ ઉપાય વડે બોધને પ્રાપ્ત કરી લઈ દૃશ્યનો આત્મામાં લય કરી દેવો. અહો ! આયુષ્યની એક ક્ષણ પણ સર્વ રત્નો આપવાથી મળી શકતી નથી. તો પછી તેને વૃથા ગાળવી એ એક મોટો પ્રમાદ છે. આ દૃશ્ય પ્રત્યક્ષ અનુભવમાં આવે છે, છતાં સ્વપ્નમાં આવતાં પોતાના મરણ અને બાંધવોના વિલાપની પેઠે તે જીવની સાથે સર્વથા છે જ નહિ અને તેની પ્રતીતિ થયા છતાં તે મિથ્યા જ છે.

**अनुभूतमपि च नो खादृश्यमिदं द्रष्टृसहितमपि । स्वप्ननिजमरणबाधवरोदनमिव खादृव कचितमपि ॥ ७९ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'અદ્વૈતયુકિત' નામનો સર્ગ ૧૭૫ મો સમાપ્ત

# સર્ગ ૧૭૬ મો*

## ચિદાકાશના પરમાણુમાં બ્રહ્માંડ ભાસે છે

राम उवाच

**जगन्ति सत्यसंख्यानि भविष्यन्ति गतानि च ।**
**तत्कथाभिः कथं ब्रह्मन् प्रबोधयसि मामिमम् ॥१॥**

રામ બોલ્યા : હે મહારાજ ! અસંખ્ય જગતો હમણાં વિદ્યમાન છે, અસંખ્ય જગતો હવે પછી થશે અને પ્રથમ પણ અસંખ્ય જગતો થઈ ગયેલાં છે; તો તેની કથા વડે મને આપ શા માટે બોધ કરો છો ?

વસિષ્ઠ બોલ્યા : જગતરૂપી સ્વપ્નોની અંદર શબ્દનો તથા અર્થનો જે સંબંધ છે તે અતીત—વર્તમાન આદિના દૃષ્ટાંત વિના તમારા સમજવામાં બરોબર આવે નહિ, તેમ જ અહીં શ્રવણના અધિકારી થયેલા પુરુષોને પણ તે સમજાય નહિ; તેથી મારું એ કહેવું કાંઈ વ્યર્થ નથી. જે કથા વાચ્યવાચકભાવરૂપે નિશ્ચિત થયેલા અર્થ અને શબ્દ વડે કહેવામાં આવે છે, તે જ અંદર સમજણમાં ઊતરે છે; બાકી બીજી કથા સમજાતી નથી. અને કાંઈ વ્યવહારોપયોગી પણ થતી નથી. જ્યારે તમે વિદિતવેદ્ય થઈ નિર્મળ ત્રિકાળજ્ઞાનવાળા થશો, ત્યારે તે સર્વને પ્રત્યક્ષ રીતે દેખશો. સ્વપ્નની અંદર જેમ એવું ચિન્માત્રતત્ત્વ જ પોતે સ્વપ્નસૃષ્ટિરૂપ ભાસે છે, તેમ અતીત અને ભાવિ સર્વ સૃષ્ટિના આદિકાળમાં ચિન્માત્રતત્ત્વ પોતે તે તે સૃષ્ટિરૂપ થઈ જાય છે એટલો જ અંશ અહીં ઉપયોગી છે; બાકી બીજું કશું અહીં ઉપયોગી નથી. ચિદાકાશના પ્રત્યેક પરમાણુ ભાગમાં પણ અસંખ્ય જગતો રહ્યાં છે અને તેમના વ્યવહારોના સમૂહની ગણતરી કરવાને કોણ સમર્થ થઈ શકે ? આ સંબંધમાં કમળમાં રહેવાથી તેના મકરંદ વડે વ્યાપ્ત દેહવાળા મારા પિતા પદ્મસંભવ બ્રહ્માજીએ પૂર્વે મને એક આખ્યાન કહેલું છે, તે હું તમને કહું છું, ને તમે સાંભળો. પૂર્વે કોઈ એક સમયે બ્રહ્માજીએ પૂછ્યું કે, 'આ જગતનો સમૂહ કેટલો મોટો છે અને કયા અધિષ્ઠાનની અંદર તેની પ્રતીતિ થાય છે, તે આપ મને કહો.' આવા મારા પ્રશ્નથી તે નીચે પ્રમાણે બોલ્યા.

બ્રહ્મા બોલ્યા : હે વસિષ્ઠઋષિ ! બ્રહ્મ જ આ સર્વ જગતરૂપ ભાસે છે. સત્પુરુષોને તે બ્રહ્મસત્તારૂપે અનંત જણાય છે અને અવિવેકીઓને તે જગતરૂપે અનંત જણાય છે. મારી પાસેથી કાનને શોભાવે એવું આ એક શુભ આખ્યાન સાંભળો. તે બ્રહ્માંડપિંડ અથવા બ્રહ્માંડાખ્યાન નામથી કહેવાય છે. આકાશમાં રહેલી શૂન્યતાની પેઠે અને પવનની અંદર રહેલી શુદ્ધ ચલનશકિતની પેઠે ચિદાકાશની અંદર ચિદાકાશથી અભિન્ન રૂપે રહેલો ચિદાકાશનો એક પરમાણુ રહેલો છે. આકાશ જેમ પોતામાં શૂન્યભાવને દેખે છે તથા પવન જેમ ચલનશકિતને દેખે છે, તેમ તેણે પોતાના આત્માની અંદર પોતાની મેળે જ સ્વપ્નની પેઠે પોતાનો જીવભાવ

***આ એકસો છોતેરમા સર્ગમાં ચિદાકાશના પરમાણુની અંદર પણ સ્વપ્નની પેઠે સૃષ્ટિના આદિકાળમાં અનેક બ્રહ્માંડો ભાસે છે, એ સંબંધમાં બ્રહ્માજીએ કહેલું બ્રહ્માંડાખ્યાન વર્ણવવામાં આવશે.**

(સમષ્ટિજીવપણું) જોયો. પછી એ જીવ પોતાનું આકાશ જેવું અવિકારીપણું, અસંગપણું, પૂર્ણપણું અને સૂક્ષ્મપણું નહિ છોડતાં, આકાશના જેવા પોતાના સ્વરૂપને અહંકારરૂપે જોવા લાગ્યો. અહંકારે પોતાના સ્વરૂપમાં બુદ્ધિભાવને જોયો અને તે બુદ્ધિ એક નિશ્ચયનું નિર્માણ કરનારી તથા માયાને અનુકૂળ વર્તનારી છે. એ બુદ્ધિ આ જગતરૂપી સ્વપ્નની અંદર પોતાના નિર્વિકલ્પ આત્માને વિકલ્પોના આરોપ વડે ઢાંકી દે છે અને એણે 'હું મનરૂપ છું' એવા મિથ્યા ભાવને પોતામાં દીઠો. પછી જેમ અવિવેકીની બુદ્ધિ સ્વપ્નના પર્વતને નિરાકાર છતાં સાકારરૂપે દેખે છે, તેમ તેણે સ્વપ્નના જેવા દેહની અંદર નિરાકાર એવી પાંચ ઇન્દ્રિયો સાકાર જોઈ. આમ ચિદાકાશનો એ પરમાણુ મનોદેહની સમષ્ટિરૂપ બની ગયો અને પોતાના સ્વરૂપને ત્રિલોકીરૂપી વિરાટના આકારે જોવા લાગ્યો. તે વિરાટ અપરિચ્છિન્ન હતો, વિસ્તીર્ણ હતો, અનેક પ્રાણીઓ વડે યુક્ત હતો, નાના પ્રકારના સ્થાવર—જંગમ જીવોવાળો હતો, કલ્પના તથા કાળ વડે સંયુક્ત હતો અને કલ્પિત એવા અન્યોન્ય સમાગમ વડે યુક્ત હતો. વસ્તુતઃ જોતાં તો એ ચિદાકાશનો પરમાણુ અને વિરાટ એ બંનેનું સ્વરૂપ ચિદાકાશ જ છે. પ્રત્યેક જીવ સ્વપ્નમાં દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન; ભોક્તા, ભોગ્ય અને ભોગ; તેમ જ કર્તા, કાર્ય અને ક્રિયા—એ ત્રણ ત્રિપુટીથી મનોહર ત્રૈલોક્યનગરને અરીસામાં પ્રતિબિંબિત થઈ રહેલું હોય તેમ દેખે છે. તેવી જ રીતે પ્રત્યેક જીવ આ જાગ્રત દૃશ્યમાં પણ દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન; ભોક્તા, ભોગ્ય અને ભોગ; તેમ જ કર્તા, કાર્ય અને ક્રિયા—એ ત્રણ ત્રિપુટીથી મનોહર ત્રણે લોકને હૃદયની અંદર જાણે અરીસામાં પ્રતિબિંબ થઈ રહેલા હોય તેમ દેખે છે. આવી રીતે ચિદાકાશના એકેકા પરમાણુના અતિ સૂક્ષ્મ ઉદરમાં પણ મોટાં તથા વિશાળ એવાં અનેક જગતો રહેલાં છે અને તે જાણે જીવો વડે ઘટ્ટ ભરેલાં હોય તેવાં ભાસે છે. એ પ્રમાણે આ અવિદ્યાને અવિદ્યાના રૂપે જોવામાં આવે તો તે અનંત છે અને જો તેને બ્રહ્મરૂપે સમજવામાં આવે તો તે નિર્મળ બ્રહ્મરૂપ થઈ જાય છે. આમ જગતરૂપી અનેક સ્વપ્નસમૂહને જોનારો દ્રષ્ટા જો જગતને બ્રહ્મરૂપ સમજે, તો તે પોતે તેનો દ્રષ્ટા પણ નથી; કેમ કે અદ્વિતીય બ્રહ્મસત્તામાં દ્રષ્ટા, દૃશ્ય, દ્વૈત અને કારણ એ સર્વ ક્યાં રહ્યું? આભાસરૂપે પ્રતીતિમાં આવતું અને સત્યરૂપે જણાતું આ સર્વ કેવળ ભેદથી રહિત ચિદાકાશરૂપ છે. બ્રહ્મ સ્વચ્છ, અનાદિ ને અનંત છે અને તે પોતાના સ્વરૂપમાં જ સદાકાળ રહેલ છે. જેમ સમુદ્રમાં યથેચ્છ ઊછળ્યા કરતા તરંગના વેગથી ચપળ થઈ રહેલા જળના પરમાણુઓના અસંખ્ય સમૂહો રહ્યા હોય છે, તેમ પરમાત્માની અંદર બ્રહ્માંડોના લાખો સમૂહો ભિન્ન નહિ છતાં ભિન્ન જેવા થઈ રહ્યા છે, એમ સૂક્ષ્મ બુદ્ધિ વડે જોતાં ભાસે છે, ૧—૨૫

**ब्रह्मांडलक्षनिचयाः परमात्मनीति नित्यं स्थिता निपुणमन्यवदप्यनन्ये । वारिण्यवारितविवारितरंगवेगाल्लोलं स्थितांबुपरमाणुचया यथैते ॥२५॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'બ્રહ્માંડોપાખ્યાન' નામનો સર્ગ ૧૭૬ મો સમાપ્ત

# સર્ગ ૧૭૭ મો*

## જ્ઞાન થતાં જગત બ્રહ્મરૂપ જ છે

राम उवाच

**अकारणकमेवेदं जगद्ब्रह्म परात्पदात् ।**
**यदि प्रवर्तते नाम स्वप्नसंकल्पनादिवत् ॥ १ ॥**

રામ બોલ્યા : હે મહારાજ! સ્વપ્નસંકલ્પ આદિની પેઠે જો વિના કારણે જ આ જગત બ્રહ્મરૂપ પરમ પદમાંથી ઉત્પન્ન થતું હોય તો પછી વિનાકારણે સર્વ ઇચ્છિત વસ્તુની સિદ્ધિ થવાનો

*આ એકસોસિત્તોતેરમા સર્ગમાં, કલ્પનાદૃષ્ટિ વડે જોતાં સકારણ અને વાસ્તવિક દૃષ્ટિથી જોતાં અકારણ આ જગત મોહ વડે સ્વપ્ન જેવું છે અને જ્ઞાન થતાં તે બ્રહ્મરૂપ જ છે, એ વિષે વર્ણન કરાશે.

સ. સા.

સંભવ છે. તો બીજી ધાન્ય આદિ વસ્તુ કોઈ દેશ—કાળમાં વિનાકારણે ખેડવૃષ્ટિ—પોંક આદિ વિના કેમ થતી નથી?

વસિષ્ઠ બોલ્યા: અનાદિ વ્યવહારની અંદર જે માણસ જે વસ્તુને જેવા દૃઢ અભ્યાસ વડે જેવા પ્રકારની કલ્પી લે છે, તે માણસને તે વસ્તુ તેવા કાર્યરૂપે કે કારણરૂપે દેખાય છે. એમ જો ન હોય તો તો બીજા કારણના અભાવને લીધે કશી કલ્પના પણ સંભવે નહિ. આ દૃશ્યને જે માણસ પોતાના મન વડે જેવા પ્રકારનું કલ્પી લે છે, તેવા પ્રકારનું તે તેને સમજે છે અને દેખે છે; તેમ વળી બીજો માણસ જેવા પ્રકારે પોતાની કલ્પના હોય તે પ્રમાણે તેને દેખે છે. જેમ ચૈતન્યવાળો પુરુષ કેશ—નખ આદિ જડ ભાગ વડે યુક્ત પ્રતીતિમાં આવે છે, તેમ આ જગત પણ ચિદ્ અંશ અને જડ અંશ એ બંને વડે યુક્ત છે. તેમાં કલ્પના અને તેનો અભાવ એ બંને રહેલાં છે. સ્વભાવસિદ્ધ તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં તો તે બ્રહ્મરૂપ છે. વિનાકારણે પદાર્થોની સ્થિતિ અને કારણપૂર્વક પદાર્થોની સ્થિતિ એ બંને બ્રહ્મની અંદર રહેલ છે; કેમ કે બ્રહ્મ પોતે સર્વશકિતમાન છે. જો કદાચિત્ કોઈ દેશકાળમાં બ્રહ્મથી જુદી કાંઈ બીજી દૃશ્ય વસ્તુ હોય, તો હજી તેમાં કારણના વિકલ્પનો સંયોગ ઘટે; પરંતુ જ્યાં સર્વ અનાદિ અને અનંત શાંત બ્રહ્મરૂપ જ છે તથા તે જ એક અનેકરૂપે ભાસે છે, ત્યાં પછી કોનું શું કારણ હોય? અહીં કશું ઉત્પન્ન પણ થતું નથી અને કશાનો નાશ પણ થતો નથી, પણ એક અનાદિ અનંત બ્રહ્મ જ સ્થિર થઈ રહેલ છે અને તે ચિદાકાશરૂપ છે. શું કારણ હોય? શા માટે હોય? કોનું હોય? ક્યાં હોય? અને શાથી હોય? અથવા શું? કોનું કારણ? ક્યાં? શા માટે? અને શું કારણથી ન હોય? અહીં શૂન્ય પણ નથી, અશૂન્ય પણ નથી, સત્ પણ નથી, અસત્ પણ નથી, તેમ મધ્યમપણું પણ નથી, એ મહાશૂન્ય પદની અંદર એ સર્વનું અસ્તિત્વ કે અસ્તિત્વનો અભાવ એ કાંઈ પણ નથી. વસ્તુતઃ આ કશું પણ નથી અથવા જે કાંઈ છે કે નથી તે સર્વ બ્રહ્મરૂપ છે, એમ તમે સમજો, અધ્યારોપ દૃષ્ટિથી જોતાં બ્રહ્મ જગત જેવું ભાસે છે. અને અપવાદ દૃષ્ટિથી જોતાં તે તેવું નથી.

રામ બોલ્યા: હે સમર્થ મહારાજ! અવિવેકીઓની દૃષ્ટિથી જોતાં કાર્યનું કાંઈ પણ કારણ હોય એમ સંભવે છે, તો પછી કારણ વિનાનું શું છે અને શી રીતે તેનું નિષ્કારણપણું ઘટે, તે આપ કહો.

વસિષ્ઠ બોલ્યા: તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં અવિવેકી પુરુષ જ સત્યરૂપે નથી, તો પછી જે આકાશ વૃક્ષની પેઠે અસત્ય છે તેનો વિચાર કેવો હોય? વિવેકી જ્ઞાનનિષ્ઠ પુરુષો એક બોધમય અને વિજ્ઞાન—ઘનરૂપ હોય છે, તો પછી તેમને મિથ્યારૂપ એવા અર્થમાં (વસ્તુમાં) કેવો વિચાર હોય? જેમ સ્વપ્ન અને સુષુપ્તિ એ બંને નિદ્રાના અવયવરૂપ થઈ રહે છે ત્યારે તે બંનેનું સ્વરૂપ નિદ્રા વિના બીજું કાંઈ રહેતું નથી, તેમ અજ્ઞપણું પણ બોધરૂપ આત્માની અંદર જ ભાસે છે અને આત્માના એક અવયવ જેવું થઈ રહે છે તેથી તે કાંઈ જુદું નથી, એટલે તે વિષે કાંઈ કહેવા જેવું નથી. છતાં મૂર્ખને બોધ થાય તે માટે હું તેની બુદ્ધિને અનુસરીને કહું છું કે, નિર્વિકાર બ્રહ્મ સૂક્ષ્મ છે અને તે પોતે જ સર્વરૂપ થઈ રહેલ છે. આથી કેટલાક પદાર્થો સકારણપૂર્વક છે અને કેટલાક અકારણ પણ છે. જેની બુદ્ધિ જેવા દૃઢ અધ્યાસ વડે જેની કલ્પના કરે છે, તેવું તેને ભાસે છે. સર્વ અનુભવી તત્ત્વવેત્તાઓની દૃષ્ટિમાં સર્વ કારણો શાંત થઈ જાય છે; એ પછી સૃષ્ટિનું કશું કારણ રહેતું નથી. આથી સૃષ્ટિ કારણ વિનાની છે, આ (સ્વપ્ન ગંધર્વનગર ઝાંઝવાનું જળ ઈત્યાદિ જેવા) જગતમાં તેનું સત્યપણું સિદ્ધ કરવા માટે ઈશ્વર પ્રધાન, પરમાણુ આદિ કારણ (વૈશેષિક આદિ) કોઈ કલ્પી લે છે; પણ તે બેસ્વાદ (કડવું)

છે અને વ્યર્થ વાગ્જાળ છે. વિદ્વાનોને તે હૃદયંગમ લાગતું નથી, તેથી તેઓ એ પક્ષનો આદર કરતા નથી. બીજા પ્રકારે નહિ ઘટી શકવાથી દૃશ્યની બીજી કાંઈ પણ સ્થૂળ આકારે પ્રતીતિમાં આવતી દૃશ્યતા સ્વપ્નતુલ્યતાની કલ્પના કર્યા વિના વાસ્તવિક નથી. સૂતેલા પુરુષને સ્વપ્નમાં જે કાંઈ સ્વપ્ન—પૃથ્વી આદિનો અનુભવ થાય છે, તેમાં અધિષ્ઠાન-ચૈતન્ય વિના બીજું શું છે, તે તમે જ કહો. સ્વપ્નનો પદાર્થ વળી કેવો હોય? સ્વપ્નના પદાર્થોનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાય ત્યાં સુધી તેઓ અત્યંત મહામોહને ઉત્પન્ન કરે છે; પરંતુ જાગ્રતમાં તેમનું સ્વરૂપ ઓળખાયાથી તેઓ મોહને ઉત્પન્ન કરતા નથી. તે જ પ્રમાણે સૃષ્ટિનું પણ સમજી લેવાનું છે. જ્ઞાન થતાં સુધી જ તે મોહ કરાવે છે. કદાચિત્ શુષ્ક તર્કથી અને હઠના આવેશથી અનુભવમાં ન આવી શકે એવું કોઈ કારણ કલ્પી લેવામાં આવે, તો તે મૂર્ખતાનો એક ખોટો આગ્રહ છે. અથવા તો જેમ અગ્નિની ઉષ્ણતા, જળનું શીતળપણું અને સર્વ તેજનું પ્રકાશપણું એ સ્વાભાવિક છે તેમ સર્વ પદાર્થની ભિન્નભિન્ન સ્થિતિમાં તેનો તેવો સ્વભાવ જ કારણરૂપ છે અને આત્મામાં અજ્ઞાનરૂપ ઉપાધિનો સંપર્ક સ્વાભાવિક છે, આમ થવામાં સ્વભાવ વિના બીજું શું કારણ હોય? એક જ ધ્યેયવસ્તુ સેંકડો ધ્યાન કરનારને પ્રાપ્ત થાય છે, તેમાં શું કારણ છે? અને ગંધર્વનગરમાં તથા સંકલ્પનગરમાં ખડી થઈ ગયેલી ભીંતનું શું કારણ છે? ધર્મ આદિ નિરાકાર છે, તેથી તે પરલોકમાં સાકાર દેહના કારણરૂપ સંભવતું નથી; તો પછી સૃષ્ટિ આદિમાં ભોગને પ્રાપ્ત થનાર દેહનું શું કારણ હોય? વિજ્ઞાનવાદીઓના મતમાં માનવામાં આવતું વિજ્ઞાન પણ નિરાકાર છે, તો તે અનંત અને ઉત્પન્ન થઈ નાશ પામનારા ભીંત વગેરે સાકાર તથા પરમાણુ વગેરે નિરાકાર પદાર્થોનું કારણ કેમ ઘટી શકે? સ્વભાવનો એવો સ્વભાવ જ છે કે તે કારણરૂપ થઈ જાય છે, એમ સ્વભાવવાદીઓનું કહેવું છે; પણ એ તો એક સ્વભાવના બીજા પર્યાય શબ્દની કલ્પના કરવા જેવું છે. માટે સર્વ પદાર્થો અને તેનું કારણ એ સર્વ અજ્ઞાનીઓને વિનાકારણે જ ભ્રાંતિરૂપ ભાસે છે. તત્ત્વજ્ઞ પુરુષની દૃષ્ટિમાં તો સર્વ કાર્ય સન્માત્રરૂપે રહેલું છે અને તે કારણમાંથી ચિદાકાશના ચમત્કારરૂપે આવિર્ભાવ પામે છે તથા તેમાં જ પાછું તિરોહિત થઈ જાય છે. જેમ સ્વપ્નમાં દ્રવ્યને લઈ જનારા ચોરોએ કરેલાં તાડન—બંધન આદિ (સ્વપ્નનું મિથ્યાપણું જણાયાથી) પછીથી જાગ્રતમાં પીડા કરતું નથી, તેમ તત્ત્વદર્શન થયા પછી જીવિત પણ દુઃખ આપી શકતું નથી. સૃષ્ટિના આરંભકાળમાં આ દૃશ્ય ઉત્પન્ન જ થયું નથી; પરંતુ જેમ પોતાનું સાક્ષીચૈતન્ય સ્વપ્નમાં સ્વપ્નસૃષ્ટિના જેવું ભાસે છે તેમ ચિદાકાશ જ દૃશ્યરૂપ ભાસી રહ્યું છે બીજું કશું અહીં ઘટી શકતું નથી. આ યુક્તિ વિના બીજી કોઈ પણ કલ્પના બંધબેસતી દેખાતી નથી; માટે આ જગતની કલ્પના બ્રહ્માનુભવરૂપ છે. જેમ શુદ્ધ અને એકરસરૂપ જળની અંદર તરંગો, ચકરીઓ તથા દ્રવપણું વગેરે સર્વ રહ્યાં હોય છે, તેમ બ્રહ્મ જ પોતાના સ્વરૂપની અંદર સર્વના આકારે ભાસી રહેલ છે. નિર્મળ પવનની અંદર ચપળતાની ચકરીઓ રહી હોય છે અને તે વિવર્ત આદિરૂપે ભાસે છે, તેમ બ્રહ્મરૂપ પવનની અંદર આ સૃષ્ટિની ચપળતા રહી છે અને તે આમ ભાસે છે. જેમ આકાશની અંદર રહેલું અનંતપણું, છિદ્ર અને શૂન્યપણું વગેરે તત્ત્વદૃષ્ટિમાં રહી જોઈએ તો આકાશરૂપ જ છે, તેમ આ સ્થાવર—જંગમ સૃષ્ટિ પણ વસ્તુતઃ જોતાં ચિદાકાશરૂપ છે. નિદ્રા આદિમાં સારી રીતે અનુભવમાં આવતા સ્વપ્નના પદાર્થો મિથ્યા જ હોય છે; કેમ કે તે આત્માથી કાંઈ જુદાં નથી. તે પ્રમાણે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય ચિદેકરસ આત્માની અંદર અભિન્ન સત્તાથી રહ્યાં છે. શાંત તથા શુદ્ધ આત્માને વિષે જેમ નિદ્રાની ઘાટી સ્થિતિમાં સ્વપ્ન—સુષુપ્તિનો ભાવ

રહેલો હોય છે, તેમ ચિદાકાશમાં જગતની સ્થિતિ છે. મનુષ્ય જેમ નિદ્રાની અંદર એક સ્વપ્નમાંથી બીજાં સ્વપ્નોમાં ગમન કરે છે, તેમ જન્મ આદિ વિકારથી રહિત પરમાત્મા પોતે જ પોતાની સત્તામાં એક સૃષ્ટિમાંથી બીજી સૃષ્ટિઓરૂપ થઈ જાય છે. સ્વપ્નના અનુભવ પ્રમાણે આ ચિદાકાશ પૃથ્વી આદિથી રહિત છે, છતાં તે જાણે તેથી યુક્ત હોય તેમ ભાસે છે. જેમ પશ્યંતી નામની (સૂક્ષ્મ) વાણીના ઘટ—પટ આદિ સર્વ શબ્દો અભિન્ન સત્તાથી રહ્યા છે, તેમ ભૂતકાળની તથા ભવિષ્યકાળની સર્વ સૃષ્ટિ મહાચૈતન્ય સત્તાની અંદર અભિન્ન સત્તાથી રહિત છે. જેમ પશ્યંતી વાણીમાં તેનું પોતાનું સ્વરૂપ જ શબ્દ આદિરૂપે ભાસે છે, તેમ ચિદાકાશની અંદર ચિત્સત્તાથી ચિદાકાશ પોતે જ સૃષ્ટિઓરૂપ ભાસે છે, તેથી તેઓ પણ ચિન્મય જ છે. જ્યાં બીજું કાંઈ નથી જ ત્યાં પછી શાસ્ત્ર શું છે? અને કથાઓના વિચારોનું પ્રયોજન પણ શું છે? વાસનારહિત જે જીવન છે, તે જ મોક્ષરૂપ છે. આમ, કારણના અભાવને લીધે જો સૃષ્ટિ જ નથી, તો પછી આ નાના પ્રકારની પ્રપંચની રચના પ્રત્યક્ષ દેખાતા છતાં પણ કાંઈ જ નથી. જે આ વાસના અહીં પ્રપંચના બીજરૂપે સિદ્ધ છે, તે નિરંતર અને એક એવી બોધસત્તારૂપ જ છે. તે નાના પ્રકારના ભાવોથી તથા નાના પ્રકારના પદાર્થોથી રહિત છે. સ્વપ્નમાં જેમ ચિદાત્મા જ સ્વપ્નનગર આદિરૂપ થઈ રહે છે, તેમ ચિદાકાશ જ એ સર્વ નાના પ્રકારના પદાર્થોરૂપ ભાસે છે.

**एषा च खिद्वेह हि वासनेति सा बोधसत्तेव निरंतरैका। नानात्वनानारहितेव भाति स्वप्ने चिदेवेह पुरादिरूपा ॥४४॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણમાં
ઉત્તરાર્ધનો 'સત્યવર્ણન' નામનો
સર્ગ ૧૭૭ મો સમાપ્ત

# સર્ગ ૧૭૮ મો*

## ઐન્દવાખ્યાન

राम उवाच

**पदार्थां द्विविधाः सन्ति मूर्तामूर्ता जगत्त्रये। यत्र सप्रतिघाः केचित्केचिदप्रतिघा अपि ॥१॥**

રામ બોલ્યા: આ ત્રણે લોકની અંદર સાકાર અને નિરાકાર એવા બે પ્રકારના પદાર્થો છે. તેમાં કેટલાએક પદાર્થો સાવયવ અને કેટલાએક નિરવયવ પણ છે. જેઓ અવયવ દ્વારા એકબીજા સાથે જોડાઈ જાય છે, તેઓ સાવયવ કહેવાય છે અને જેઓ અવયવ દ્વારા એકબીજા સાથે જોડાતા નથી, તેઓ નિરવયવ કહેવાય છે. સાવયવ પદાર્થો એકબીજા સાથે જોડાઈ જતા દેખવામાં આવે છે અને નિરવયવ પદાર્થો એક—બીજા સાથે જોડાઈ જતા નથી. ચિદાભાસ અથવા જીવ નામના પદાર્થો નિરવયવ જ છે; કેમ કે ચંદ્રને દેખનાર પુરુષનો જીવ નેત્રઇન્દ્રિય દ્વારા અહીંના પ્રદેશથી નિરવયવરૂપે ચંદ્રમંડળમાં પ્રચાર કરે છે. આ વાત સર્વના અનુભવ વડે સિદ્ધ છે. આ વાત હું અર્ધપ્રબુદ્ધ પુરુષે સંકલ્પ-વિકલ્પવાળી દ્વૈતદૃષ્ટિ વડે કલ્પી કાઢેલા દૃશ્યને સ્વીકારી લઈને કરું છું; બાકી, તત્ત્વદૃષ્ટિમાં રહી (ચિન્માત્રને સ્વીકારી) આ મારું કહેવું નથી. હે મહારાજ! ચિત્તામાં (હૃદયમાં) રહીને પ્રાણવાયુમાં કોણ ક્ષોભ ઉત્પન્ન કરે છે? અને તેનું અંદર પેસવું તથા બહાર નીકળવું શી રીતે થાય છે, તે આપ મને કહો. જેમ મજૂર ભાર ઉપાડે છે, તેમ જીવ દેહ ચલાવે છે. હવે એ નિરાકાર જીવ સાકાર દેહ શી રીતે ચલાવે છે? જો કદાચિત્ સાવયવ પ્રાણ—દેહ આદિ વસ્તુ, જીવરૂપ નિરવયવ વસ્તુ સાથે જોડાઈ જતાં તેના સંકલ્પબળથી ચાલે છે એમ માનવામાં

*આ એકસોઅઠયોતેરમા સર્ગમાં નિરાકાર ચૈતન્ય વડે સાકાર દૃશ્યનું ચલન થવામાં યુક્તિ કહેવામાં આવશે; અને જગત નિરાકાર ચિન્માત્રરૂપ છે તે ઐન્દવાખ્યાનથી સ્ફુટ કરવામાં આવશે.

